શ્રી.

અંબા પ્રસન્ન.

તદ્દન નવી.

# વડોદરા શહેરની સુંદર ગરબી,

તથા

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ

ગાયકવાડ ગુર્જર ખંડાધિપતિ; એમના

શહેરનું વર્ણન.

ભાગ ૧ લો.



# પ્રસ્તાવના.

સુજ્ઞમાહશયો ! વટપુર, વીરક્ષેત્ર, અથવા વડોદરૂં, એ ભગવી ગાદીનું અલબેલી પુરાતની નગર છે. પૂર્વના સમયમાં તેમાં અનેક નામાંકિત શેઠીઆઓ થઇ ગયેલા છે. એક સમય એવો હતો કે સમુદ્ર મંથનમાંથી નીકળેલી લક્ષ્મીએ જાણે આજ શહેરમાં નિવાસ કર્યો હોય એમ ભાસતું હતું તથાપિ કાળ ચક્રની ગતિમાં સપડાતાં હાલ સાપ ગયાને લીસોટા રહ્યા એમ જણાય છે કહેવત પણ ચાલે છે કે

॥ રતનજી કહાનદાનાં રોડાં, સામળ બહેચરનાં તોડાં. ॥
॥ હરિભક્તનું સદાવ્રત ને લલુ બહાદુરના ઘોડાં. ॥

એ પ્રમાણે વીરક્ષેત્રના શેઠીઆઓએ ખંડીયા રાજા સમાન ઐશ્વર્ય ભોગવતા, તે સમય બદલાઇ હાલ એક કવિએ કહ્યું છે તે પ્રમાણે.

॥ નામ રહંતાં ઠાકરાં ઝાલ્યા નહિ રહંત. ॥
॥ કીર્તિ કેરાં કોટડાં પાડયા નહિ પડંત, ॥

દશા આવેલી છે. તથપિ તેવા મહાજનોની કીર્ત અમર કરવા તથા તેમના આધુનિક અનુજોનાં નામ આગળ આણવા શહેરના ચાર દરવાજાની અંદર જે જે વ્યાપારની જુની દુકાનો છે તેમનું વર્ણન આ કાવ્યમાં કરેલું છે. વ્યાપાર એ સર્વ પ્રવૃતિમાં શ્રેષ્ટ છે, સ્વતંત્રતાનો સિંધુ છે, લક્ષ્મીનો લાડીલો છે અને ભારત ભૂમિનો સબરસ છે તેના સેવકોને પ્રસિદ્ધિમાં મુકવા એ હાલના જમાનાનું કર્તવ્ય છે. એવાજ ઉદેશથી હાલમાં વડોદરા શહેરના ચાર દરવાજા વચ્ચે જે જે લોક વ્યાપારમાં આગળ વધ્યા છે તેમનાં નામ સુપ્રસિદ્ધ કરવા શ્રમ ઉઠારેલો છે. આશા છે કે આધુનિક સમયના હિંદુ મુસલમાન સર્વ ગૃહસ્થો આ એક અલ્પબુધિના ગ્રંથ કર્તાને સાહાય્ય આપી પોતાને તથા ગ્રંથ કર્તાને કૃતાર્થ કરશો.

લી. સર્વનો દાસ,
ગોવિંદરાવ માધવરાવ સેલાર.

# ગરબો.

(રાગ—નમું નમુંરે હું નરહરીલાલ.)

જેનાં પુર્વ જનમનાં ભાગ્ય વડોદરૂં જોવાશે.
મોટારાજનના જે રાજ દર્શન લેવાશે.
દેવરૂપમાં ધન્ય થયા જેવા દશરથજીના પરીવાર રે
રાવ સયાજી પ્રભુ રાજાના પુત્ર પૌત્ર અનીવાર—શુરવીર દેખાશે
॥ જેના ॥ ૫૦

પાણીના દરવાજે જુવો વડોદરાનું નાક રે
રાજ લીધું ત્યારે પુર્વ દીશાથી કરયા ધરમ બહુ લાખ ॥ વડોદરૂં. ૧
આજવેથી તો પાણી મંગાવ્યું ઘણા કરયા છે ઉપકાર રે
બધા શહેરમાં લાઇટ કરાવી વીજળીનો ભપકાર વડોદરૂં. ૨
અગડમાં હાથી કરે કુસ્તીયો ભાંગે દાત મારે ટકરોરે
પાપટ છોડે તોપ ફરાવે બનેટ ચકરપર ચકરો વડોદરૂં. ૩
વજ મુષ્ટીની જોડ લઢે લોહી લહ્વાણ થઇ કરે સલામ રે
કૃષ્ણ પા—ઝંપાપા એઓને કડા કંઠીનાં ઇનામ વડોદરૂં ૪
જગન્નાથ રોડ રાજતલાવ થઇ દરવાજામાં આવીયેરે
હકીમ સાહેબની દવા લેવી હોય રજબઅલીના ત્યાં જઇએ
વડોદરૂં. ૫

ભદરમાં છે સુબા કચેરી વણીકર સાહેબ બેસેરે
જો સ્કુલમાં બચ્ચાં નહી જાય તો વહીવટદાર દંડ લેશે વડોદરૂં ૬

ફોટોગ્રાફની છબી પાડવા મનમાં આવે હોંશરે
રાજગોરજી સર્વ ખુબીનું કામ કરે બહુ જોસ. વડોદરૂં ૭
ચાંદી, સોનાની તોપો જોવા દીલમાં લાગે બીકરે
* હબસીના હાથે હુશીયાર જોઇ કોઇ નહી આવે નજીક
વડોદરૂં. ૮
માતોશ્રી જમનાબાઇનું છે દવાખાનાનું નામ રે
અનાથ લોકો દવા લેવાને આવે ઘણું એક ગામ વડોદરૂં ૯
નજરબાગમાં નજર ઠરે એવું જવ્હેર ખાનાનું માનરે
હીરા મોતી માણેક જોઇ થઇશું ત્યાં બેભાન વડોદરૂં. ૧૦
કાલીદાસ ઘેલાભાઇ સુરતવાળા બીડી તંબાકુ વેચેરે
ગ્રાહકની તો ગરદમગરદી કરી તારીફ માલ લે છે. વડોદરૂં. ૧૧
ડાબા હાથે પુલપાનને કાકા સાહેબનો મહેલરે
દાદાસાહેબ તો બગીએ બેસી કરે શેહેરમાં સેહેલ વડોદરૂં ૧૨
નોક ઝોકનાં લોક પ્રાણથી રાખે ટેક બહુ આઘીરે
મનની વાતો બીજો શું જાણે જેની તેનેજ તે લાગી વડોદરૂં. ૧૩

( માંડવીથી તે ગોવા દરવાજા સુધી. )

વિઠલરાવજી મેહેલ આગળ બહુ છે સારો જોવાનો
પરણુ કાશીજીની પેઢી સામે છે વેપાર નાણા ધીરવાનો
વડોદરૂં. ૧૪

---

*તોપો સંભાળનાર લોકો.

પટોળીયાપોળ ઘંટિઆડા થઇ રાજગુરૂની પોળરે
કીલેદારજી હાથીએ બેઠા ઘરેણા પેહેરેયા ઝકઝોળ વડોદરૂં. ૧૫
મોટા પંડિત જતી સંન્યાસી આવે શહેરમાં ફરવારે
વેપારી લોકો પગે લાગે તોય નાસે ત્યાંથી બેપરવા. વડોદરૂ. ૧૬
દારૂકાના ત્યાંથી બરફી લેઇને શેઠ દોડે પાછળરે
પ્રેમભાવ કરી પુજન સંતનું મેવા મીઠાઇ મુકે આગળ,
વડોદરૂં ૧૭
ગેંડીના દરવાજા પાસે આન્ના સાહેબનું મકાનરે
લલ્લુભાઇની બહુ છે ભારે શાક ભાજીની દુકાન ॥વડોદરૂ॥ ૧૮
ભાઉ મહારાજને કાવડી ભુવાના મંદીરમાં થાય ભજનરે
ગોયા દરવાજે આરતીના સાથે હનુમાનજીનું પુજન॥વડોદરૂ॥૧૯

( માંડવીથી તે ચાંપાનેર અજબડી વારસીયા થઇ મોદીખનું )

જંકસન છે ટેલીફોન મંડઇમાં શહેર વચ્ચે તો એકરે
બેચાર ગાઉથી વાત કરે જાબ જવાબના રાખે તે ટેક ॥વડોદરૂ॥ ૨૦
નાણાવટી તો વ્યાજ વટાવનું રાખે પૈસાનું ખાતુરે
મણીયારાને નારાયણરાવનું કંકુ ઘણું છે રાતુ ॥વડોદરૂ॥ ૨૧
ગુલાબ હીનો ચંપા ચમેલી અત્તરનો ભપકારોરે
ગુલામ અલ્લી શેઠ દયાળુ કરે ધરમ બહુ સારો ॥વડોદરૂ॥ ૨૨
વિઠલ મંદિર બહુ છે સુંદર દર્શન લેવા જઇશુરે
રાધા રૂખમણીને પ્રભુજી ઉભા છે નમ્ર એઓનેથઇશું॥વડોદરૂ॥૨૩

જુનો પુરાનો ઘણા વખતનો મેહેલ આગળ છે રાજાનો
ચોઘડીઆ ધુમધડાક વાગે રંગ આવ્યો વાજાનો ॥વડોદરૂ॥૨૪
ચવ્હાણ સાહેબ નાયબ સુબા છે પોલીસ ખાતુ બહુ મોટું
સીકારખાનાની આગળ કચેરી મારે મરે ઘણુ ખોટુ॥વડોદરૂ॥૨૫
લાયક મુકયા અધીકારીને એઓ જોઇયે છે હુશીયારરે
જંગલ ફરે નહિ રાખે પરવા કરે વાઘને ઠાર ॥વડોદરૂ॥ ૨૬
ન્યાત મરેઠી થઇને એકઠી પંચાયત બહુ થાયરે
ધણી ધણીયાણી વઢે લઢે તો સંતોષી ઘેર જાય ॥વડોદરૂ॥ ૨૭
વિલાયત જઇને પાસ થઇને કલાવંત ખાતું શોભાવ્યું
અલ્લાઉદ્દીન છે નામ સાહેબનું દુનીયાને લોભાવ્યું॥વડોદરૂ॥૨૮
તરેહ તરેહના વાદ્ય ગાદ્યથી મહારાજાની કરે ખુશ મરજી
આવે જેના મનમાં લગ્નસમયમાં ફી ભરીને આપે અરજી॥વા॥૨૯

( રાગ—માઢ-દાદરા )

તંજાવરવાળા, નાચે રૂપાળા, ગૌરાજી કાંતાજી નામ,
વાજા અંગ્રેજી, વાગે છે તેજી, કડકડ ધુંમ વાગે બે ઠામ.

( સાખી )

વરઘોડાતો ખુબ બન્યો છે, વર્ણાયો નવજાય;
નરનારી સણગાર યુકત બહુ, જોનારા ખુશ થાય.
ગ્રીયો બધી મંગલ ગીત ગાય................વા॥

ખાનગી કચેરી સીસ્ટમ સારી ચીમણબાગ જોડે મેહેલમાં
રાવસાહેબ સંપતરાવ મહારાજ કામ જુવે છે મેહેલમાં ॥ વ. ॥ ૩૦
સેનાપતી એ લઢાઈ ખાતું સૌનું રક્ષણ કરનારા
જનરલ બહાદર બર્ડ ઉડજી સાચો ન્યાય કરનારા ॥વડોદરા॥ ૩૧
જગમાલપોળ પ્રરભુદાસ હરિભાઇ ભાવસારની દુકાનરે
છીંદડી ઓઢણીયો જરી કોરની ગવનનું બહુ માન ॥વડોદરા॥ ૩૨
મેહેતા પોળ તો નજીક આવી શ્રી ગોવરધન ધામરે
નરનારી જયજય કરી નાસે બલદેવજીના ઠામ ॥વડોદરા॥ ૩૩
હીરાલાલ નાગજી ને દલસુખ નાગજી રંગુરાનું કરે કામરે
જરની ધુલાઈ જોઇ કપડ સીલાઇ ખુશ થઇ લેછે લોકો નામ ૩૪
હજુર તીજોરી અગણીત પૈસા હથીયારબંધ લોકો ફરતારે
જરમન સીલ્વરનું કારખાનું મોટું સ્વદેશી સારૂ કામ કરતાં ૩૫
લલુબહાદર નામદીગંતર કીર્તિ મેળવી બહુ સારી
સવાઇ બહાદર ચંદુલાલજીને સૌખ્ય આપો ગીરધારી વ. ૩૬
ભાઉપુરાણીક રાજ્ય આશ્રિતને માને જગતમાં નીરધારે
સંકરપુરાણીજીની છે મીઠી વાણી જઇ બેસે દરબારે વ. ૩૭
મદ્રાસી ડાકટર મનાર સ્વામી દવા કરે બહુ ભારીરે
નાસુરભગંદર કંઠમાળાને મુળવ્યાધી જુવો થાય સારી વ. ૩૮
છીપવાડ નાકે બાજવાડો ને બ્રાહ્મણનું ઘમસાનરે
રસોઇ કરાવવા તેડયા હોય તો આપસમાં તોફાન વ. ૩૯

ભાતભાતનો લોટ લેવાને શ્રીકમભાઇની વખારરે
ચાંપાનેરના બહાર ભરે છે શુક્રવારનો બજાર વ. ૪૦
નાડા પાટીને પલંગ બીછાના ફરનીચર ત્યાં વેચેરે
તાંબાપીતળની ચાહે તે કીસમની વસ્તુઓ જનલોક લે છે વ. ૪૧
કુમાર ચમારને ચીંથરીઆ વળી ગાય ભેંસને ઘોડારે
કબૂતર તીતર બળદ મળે છે ખુશ થઇ છેતરાય થોડા વ. ૪૨
ચુનીલાલ મોહનલાલ હલવાઇ જુનાને નવા બજારમાં જઇશુંરે
કાપડવાલાને ત્યાં બેસદુશાળા પસંદ કરીને માલ લઇશું વ. ૪૩
ગુમાનદેવ ને રોકડીયાનું દર્શન દુરલભ થાયરે
દુઃખકલેશ દારિદ્ર બધાએ એકદમ નાસી જાય વ. ૪૪
અજબડીને વાયડાવાડી વળી સરશીઆમાં તાજીયાં જાયરે
સુરસાગરપર ધોતા છાંટા ઉડે મારામારી થાય. વ. ૪૫
સરસનાથને જબરેશ્વર થઇ વારશીયાપર જઇશુંરે
પલટણવાલાને બધા રીસાલા તોપોના બાર જોઇશું વ. ૪૬
અષ્ટ ભુજા થઈ અડાણીયામાં બગીવાલાએ ઘોડા છોડયારે
બાવા સિતારામ સાધુજોશીના દર્શને લોકો દોડયા ।।વા। ૪૭
ગોખાનાને હુજરાત હુજુરની ખત્રી પોળનું નાકુરે
બબેરાવજી બંગડીવાલાને ગાંધી કેશવલાલનું કામ પાકુ ૪૮
સાકરલાલભઇ અફીણ વેચે લેનારા ખુશ થાયરે
દસ પાંચ બેશેને રંગ જામે ત્યારે ખુશીથી પ્રભુગુણ ગાય ૪૯
મોદીખાનું છે ભીકા આપાનું સરકાર ખાતે માલ ભરનારા
સ્વદેશી વાળંદ ભાઉને બબેરાવ કામ ખુબીના કરનારા ।।વા।૫

સયાજીવિજય છાપખાનું ખુબીનાં ત્યાં, ઉત્તમ કામો થાયરે
માણેકલાલભાઇ ઘણા પ્રેમથી, કરે ગરીબને સહાય ।।વા ૫૦
પેપર સારૂ નામ ધારી જુઓ દેશ દેશાવર જાયરે
ચાર હજાર ઉપરાંત ખપે છે વાંચે તેનું મન ખુશી થાય વ.

( માંડવીથી તે લેહેરીપુરા સુધી. )

માંડવી ઉપર ભગવો ઝંડો જુના વખતથી ફરકેરે
ધરમી શેહેરનું નિશાન જોઇને દુરમતી લોકો બહુ ભડકે ।।વા।।૫૧

( રાગ—ગાદ દાદરો. )

ડોસીઓજો તમે ચંદેરીજે ગમે કપડ લેવાને જાવ
હસસુખ મોરાર ઘણા છે વોરા સાચો બનાવે છે ભાવ
સરીફભાઇ કમરભાઇ ચાંદભાઇ તેડી જાય
દુકાનમાં જઇ માલ બધો જોઇ લેનારા ખુશ થાય
સાડીયોને ખંડ મંદીલી મંગાય ।।વ।।

સાખી

ગોકળ આત્મારામ દુકાને પાડે ખાતું લખે નામ
મોટા મોટા માલ લેવા આવે ત્યારે લે છે ખડખડાવી દામ
જતી વેગા બન્ને કરે છે સલામ ।।
સમસુદ્દીન નુરભાઇને જીવાભાઇ મહુમદભાઇ ઉભાડામરે
અલીભાઇ જીવાભાઇ પાઘડી જોવાડવા ખેંચ ખેંચીનું કરે કામ ૫૨
નુકસાવાલાતો સુગંધી વેચે એ એમ એમ. મહમદઆલીબહુતાજી
અબદુલહુસેન સુલતાનજીના સાથે મીયાભાઇ આદમજી વ. ૫૩.

પરસોતમભાઇ તંબાકુ વેચે આખા જગતમાં નામરે
પ્રભુજી પ્રસંન્ન સદામાલખપે છે આવે લેવા આખું ગામ વ. ૫૪
ચોક્ષે સોનાની તરેહ તરેહની લેવા ખાતરી સીદ થાયરે
ગીરધરલાલ દ્વારકા શેઠભાઇના ઘરમકાંટે જ્યારે જાય વ. ૫૫
ચાંદીરૂપાનો બીજો છે કાંટો ભીકા કલ્યાણજી બેસેરે
તોલ કરાવેને ભાવ કઢાવે લાગત આપીને માલ લેશે વ. ૫૬
ચોકસીઓળમો ચોકસ રીતે સોનાના દાગીના વેચેરે
લલુલખમીદાસ મગન કાલીદાસ લાખો રૂપીયાનો માલ લેછે વ.૫૭
બાપુલાલ નાથાલાલ વેચે બહુ ઉંચોમાલ નરસીકાલીદાસબહુસારા
સોગીલાલભાઇ ખુસાલભાઇ તો ધર્મી મરે ચમકારા વ. ૫૮
ગાંધી લાઇનમાં સચોટી સાથે રારો રાખે છે માલરે
હરજીવનલાલ લાલચંદભાઇને પરસોતમ અંબાલાલ વ. ૫૯
નાનચંદ શિવલાલ લલુ ગીરધર મનસુખ ભાણા વેપારી.
સ્વદેશનો અભીમાન ધરાવે ગરીબને સુખકારી વ. ૬૦
લાલભાઇ ચુનીલાલ હુંડીવાલાને લખમીદાસ ધોબી અટકરે
પ્રભુજી આપે તેને ઘરમો બેસી મીથ્યા ન કરીએ ભટક વ. ૬૧
નાનાભાઇચંદને રણછોડ કાલીદાસ વેપાર ખરેખરો કરનારા
જહુરી જોખમનો માલ વેચે છે લાઇસિનના ભરનારા વ. ૬૨
કેશવલાલ પાનાચંદ જુવો તમે અમૃતલાલની દુકાનરે
ઇશ્વરભાઇને ચુનીલાલ મુળજી નાથા ગોરધનની વખાણ ૬૩
કાગદીઓળમાં સ્ટેશનરી સાથે કોરા ચોપડા વેચેરે

અલ્લીભાઈ સૈંચહભ ઇ સાચો ભાવ કહી રોકડ નાંણા લેછે ૬૪
આમદુભાઈ હુસેનભાઈને નુરૂદીન સમસુદીનરે
રંગ રંગેશે ચાંદી સુનેરી કાગળ વેચે ઘણા ફેશીન ॥વા॥ ૬૫
મોટા મોટા શ્રીમાન ઝવેરી નામધારીની દુકાનરે
રાજા રંક અને રજવાડા સૌ આપે ખુશીથી માન ॥વા॥ ૬૬
હીરામોતી જવ્હેરાતની પારખ સારી કરતારે
સ્વદેશ સેવા ભજવવા સારૂ વિદેશમાં નીત ફરતા ॥વા॥ ૬૭
ફકીરભાઈ ઘેલાભાઈ જવ્હેરીને લીલાભાઇ રાયચંદરે
બીજા બતાવું નામખુશીથી થાય ગાવાને આનંદ ॥વા॥ ૬૮
બાળાભાઇ છોટાલાલભાઇને દયાલાલ ધનજીભાઇરે
કલકત્તા મદ્રાસ યુરોપ થઇ આપે લાભ મુંબઇ ॥વા॥ ૬૯
મોટા જવ્હેરી લખી બતાવ્યાને પેટામા ભાગીદારરે
અંદાજે હું ગણીને બનાવું પુણસોને ચાર ॥વા॥ ૭૦
સામળબેચર શેઠ લાખોપતી સયાજી મિલ ઉઘાડનારા
ફતેપરૂ છે ગામ ઇનામી વહિવટના કરનારા ॥વા॥ ૭૧
વડીઆળી પોળ નાકે અંબામાતાજી સૌનુ રક્ષણ કરનારી
દુઃખ કલેશ ભય રીપુમદ હરવા પાછળ નિત ફરનારી ॥વા॥ ૭૨
હરી ભકિત તો નગર શેઠજીને સાવકારોમાં બહુ ભારે
દાન ધર્મસદાવ્રત ગરીબને મળે સેઠના દ્વારે વ. ૭૩
રાજરત્ન બહુ માન વધાર્યું સયાજીરાવ મહારાજેરે—નમો
દયાધર્મી બહુ શાંત દેખાયા આનંદ થયો મને આજે વ. ૭૪

વૈદ્ય મહાશંકર ત્રિંબકજી ચુરણ બનાવી વેચે બહુ સારા
કલીદાસ ગોપાળ ચાંદી સુનાનુ ફેન્સી કામ કરનારા ॥વા॥ ૭૫
મીયા ઊરમાનભાઇ હુસેનભાઇને ઊરમાનભાઇ સદીકભાઇરે
ગ્યાસલેટ સાબુ રંગ બંગડીયો વેચે ગ્યાસ સફ્ફરની સફાઇ
વ. ૭૬

હાસનભાઇ મલેકજી વેચે ઉપર લખેલો માલરે.
ભા-ત વિજયનું આફીસ આગળ છે લવાજમ ભરો દર સાલ
વ. ૭૭

રેશમ સુતરાઉ ગરમ કપડ છે મોતી જેઠાની દુકાનમાં
ચુનીલાલ છોટાલાલ લઇટ એજન્ટ છે મુંબઇ બડોદા, ઇંદોરમાં
વડોદરૂં ૭૮

ટોપીઓને મંદીલ જભલા વેચે કીલાભાઇ ભગવાનદાસરે
અશ્વપરીક્ષા સકલગુણાયુત રાજેશ્રીનો ખાસ વ. ૭૯
સરકારી પેઢી એક પૈસાની બંદોબસ્ત બહુ કરતારે
ભાવધરી દર્શનનીત કરીએ સારંગેશ્વર દુઃખ હારતા. વ. ૮૦

( રાગ-ઝાડ-તાલ-દાદરા. )

આવે શીવરાત્ર જયારે-શોભા બહુ ભારે-દર્શન લ્યો ત્યારે-
કૈલાસનો ભાસ થાય.
૧ જપીતેપારે-પ્રભુજીઉતારે-પુણ્ય વધારે-પાપ બળી ખાખ થાય

## ( સાખી. )

તાપસી તો તપ કરેને, ભગત પ્રભુ ગુણ ગાય
લેહલાગી સપ્રેમનીતો, સદા કરે પ્રભુસહાય.
જેવા જેનાં કર્મ તેવાં ફળ થાય
પટવાગર સારા નામ ધારી જો ગોરધન દ્વારકાદાસરે
નાથાભાઈ નાનસા, લલ્લુભાઈ ત્રિભુવન, બાપુભાઇ ફતુભાઇ ખાસ
વ. ૮૧

છોટાલાલ દામોદર, ત્રિકમ નરોતમ સમાન કામના કરનારા
જીવાભાઇ સમસુદ્દીન ઇલેકટ્રીક કાસ્ટ આયર્ન વેચનારા. વ. ૮૨
તરેહવાર જે એંડ વાગે કહું કારખાનાનાં નામરે
વજીરભાઇને અમીરભાઇ જુવો સરીફભાઇનું કામ. વ. ૮૩
જાનુભાઇ, નબીબક્ષ વગાડે નહિ ચાલે કોની હામરે
ગુણની કિંમત ગુણીજન જાણે ઘણા આપે છે ઇનામ. વ. ૮૪
રણછોડજીનું દરશન લેતા ઘણા જોયા છે દુઃખીયારે
ભજન પુજન નીત ભાવ ધરે તે ક્ષણમાં થાશે સુખીયા. વ. ૮૫
તાળાં કુંચીયોને સજ્જ કરે છે યાકુબઅલી જીવાભાઇરે
કાલીદાસ નાનાભાઇ પાદરાવાળા વેચે કાળી કાળી બ્હયુ કાળી
શાઇ વ. ૮૬

કરોડીયા પોળ પાસે આવ્યા ત્યાં ઉતમ ઘીને વેચેરે
રણછોડ અમીચંદ, ગડબડ વીરચંદ કાંટે ચડાવી માલ દે છે
વ. ૮૭

બીજા વેપારી દ્વારકાં ઇશ્વિર, બાબુલાલ દ્વારકા નામરે
ભોજન જમણની ન્યાત વખાણે આપે ખુશ થઇ પુરૂ દામ વ. ૮૮
સોભાગી શણગાર બનાવે વજ્રચુડા કહેવાયરે
પુંજાલાલ મોતીલાલ, દામોદર નરોતમ, માગે ત્યારે કામ પુરાં
થાય વ. ૮૯
જમનાદાસ કીલાભાઇ, કેશવલાલ વિરચંદ, છોટા ગુલાબચંદ
બહુ ભારે
હાથીદાંતના નકસી કામ જોઇ લેનારા ખુશ જયારે ત્યારે વ.૯૦
હીરાલાલ મોતીલાલ કટલેરીવાલા, ચુનીલાલ ગોવિંદ બહુ સારા
ઘણી ફેસનનું કાપડ વેચે અજબ મારે ચમકારા વ. ૯૧
અબદુલ કાદર, ઇબ્રામજી મોટા જથાબંદી વેચે માલરે
વીલાયતી ચીજો તરેહવાર બહુ લે છે હરીના લાલ વ. ૯૨
સુજાઉદીન હાજી તુરાબઅલી ને યાકુબઅલી કીકાભાઇરે
મહમદઅલી અજબસા વેચે ખોટી જવેરાત બાદશાહી વ. ૯૩
શમસુદીન નુરૂદીનભાઈ વેચે તેલ અતર મારે ભપકારો
રાજરાજેશ્વર કઇલાસ જેવું દરશને પ્રેમ વધારો વ. ૯૪
લલુ ખુશાલભાઈ ચુરણ વેચે ને લે છે પ્રભુનું નામરે
ઉમરભાઇ મહમદભાઇ વેચે ભારે ભારે ટોપીઓનું કામ. વ. ૯૫
આદમજી નજમુદીનભાઈ જૂઓ, છત્રીઓ વેચે ઘણો માલરે
મીયાં બકરભાઇ રસુલભાઇ તો થયા કાપડમાં નિહાલ વ. ૯૬

ઉમરભાઇ આજમભાઇ તરેહવાર છીટ વેચેરે
રેશમ સુતરાઉ ગરમ કપડને લેવા ઘરાક બહુ ખેંચે વ. ૯૭
હિંદ વિજયની ઓફીસ જોતાં દિલડું બહુ ખુશ થાયરે
ભૂલ્યા ચુકયાના થઇ માબાપો છાપુ છાપીને કરે સહાય વ. ૯૮
ઝીણાભાઇ માણેકલાલભાઇ તો કીરીટ કુંડલના કરતારે
રેવાબાઇ પણ મુકુટ બનાવે ટીકડીઓનું કામ સારૂ ભરતા વ. ૯૯
નરસિંહજીની પોળમાં ચાલ્યા દેવના દરશન થાયરે
કડાં તાંબાનાં ચીતરી આપે ચીતનીયા કહેવાય. વ. ૧૦૦
કીકાભાઇને સામળભાઇ ઝટપટ કામો કરતારે
ફકીરચંદ ને કેશવલાલભાઇ કળા કુશળે ચિત ધરતા વ. ૧૦૧
છત્રેશ્વરી તો માતા જબરી ત્રીસૂળ હાથમાં ધારીરે
જઇન મંદીરમાં મગનલાલભાઇ મદદ કરે બહુ સારી. વ. ૧૦૨
રામજી મંદીર છોટાલાલ મહારાજનું દલા પટેલની પોળમાંરે
રાજમાન્ય જુઓ વૈદ્ય હીરાભાઈ ધનવંતરીઓની ઓળમાં વ. ૧૦૩
બાપુભાઇને છોટાભાઇ તો ગરીબ લોકોનાં દુઃખ હરતા
ચુનીલાલ હરીભઇ બાળ વઇદની ખોળ સારૂ લોકો બહુ ફરતા
વ. ૧૦૪
કાકરોળી ગામના ગોપાળલાલજી મહારાજાનું કરો દર્શનરે
નહાના નરસિંહજી તો લાડુબાઇ બાળાશંકરભઇને થયા પ્રસન્ન
વ. ૧૦૫
મોટા નરહરિ મહારાજાનાં દરશનની બલિહારીરે
પ્રભાત કાળે મંગળાસારૂ દોડે નર ને નારી વ. ૧૦૬

નંદા દીપ તો અખંડ બળતો ને દરશન લેવા જઇશું રે
પશ્ચાતાપ મને અસર થવાથી પાપ વિમોચન થઇશું. વ. ૧૦૭
નિત્ય નિયમ પ્રભૂ દરશન સાથે ચરણામૃત લેવાયરે
પુણ્યવાન બહુ વિમાન મારગે સ્વર્ગ લોકમાં તે જાય. વ. ૧૦૮

( રાગ મહાડ—દાદરા. )

લગ્ન સમારંભે, આનંદ ઉમંગે, ભકત મન રંગે, શોભા વરણવી
નવ જાય.
પ્રેમે નરનારી, શણગાર પહેરી, પ્રભુને ઘેરી, મંગલ ગાયન ગાય.

(સાખી )

વરઘોડો ભરપુર ભર્યો છે, બાકી નહિ લગાર.
સુજન મારગે પુજન કરે જન, પાન પુલ ને હાર.
જય જય જય જય કરે પુકાર.
મદન મોહોનલાલ ઓઢે જરીનાં શાલ ધીરજલાલજીતો મુખીયારે
કાર્ય સાધુજન ઘડી ઘડી આવે મતલબના સૌ ભુખીયા વ. ૧૦૯
અંબા માતાનું દરશન લઈને રણછોડજી દુઃખ હરતારે
ભુવા ભોલુજીની કન્યા બાળાબાઇ સાકર માખણ નીત ધરતાં ૧૧૦
કનસારા બહુ ભકત પ્રભુના પ્રેમે લખું છું નામરે
ભજન ભાવ ધરી ઘાટ ઘડે નવા તાંબા પીતળનું કામ વ. ૧૧૧
ઘડા ગાગરને થાળી લોટા જરમન સિલવર વેચેરે
કૃષ્ણલાલભાઈ ડીકાભાઇ તો સસ્તુ વેચી પૈસા લે છે. વ. ૧૧૨

પટેલ ભાણાભાઈ મનસુખભઇ તો માગો એવી ચીજો દેછે રે
માલ દેખાડી મનખુશ કરતા તરકીબથી દિલ ખેંચે વ. ૧૧૩
રણછોડ પીતાંબર, બાપુલાલ ગીરધર, મોતીલાલ છોટાલાલ,

કનસારા

કૃષ્ણલાલ નારણદાસ, અમથા પ્રેમાનંદ દીલખુશ કામ કરનારા

વ. ૧૧૪

હીરાલાલ ભાઇજી, રણછોડ પ્રેમાનંદ એઓની દુકાનપર જઇશું રે
લલ્લુ ગોરધન, ભઇચંદ ઇશ્વરને નોટો આપી નાણાં લઇશું વ.૧૧૫
ડાહ્યાભાઇને ચુનીલાલભાઇ તો વડોદરા જેલના કંત્રાટી
લાકડી કાપડી માલ સારી સતરંજી લ્યો મજબુત બહુ પાટી.

વ. ૧૧૬

સેખ ઉમરભાઇ કરીમભાઇ જુઓ કાપડ તરેહવાર રાખે છે
મુંબઇ માલની રાખી એજન્સી વેપારીને માલ આપે છે. વ.૧૧૭
મેડીવાલા શેઠ જુના વખતના દારૂ વીલાયતી વેચેરે
દવાદારૂને પરચુરણ માલ સોડા બરફ દીલ ખેંચે. વ. ૧૧૮
મીઆ સફીભાઇ હુસેનભાઇ તો લાવે દેશાવરી માલરે
બુટ સ્યુઝને, ટંકોભારે કોનોઆફ મારે બહુ તાલ. વ. ૧૧૯
વડોદરામાં ખરાદી કામો તારીફ લાયક ખાસ
સરકારી કામો બહુ સારા કરતા કસનદાસ રામદાસ. વ. ૧૨૦
કાનજી મોહનલાલ, જીવરામ ગોરધન કામ ખુબીના કરનારા

લાલજી મનસુખ, પરસોતમ ગોરધન હીરાલાલ મનસુખ સારા
વ. ૧૨૧
ખુશાલ વનારશી વાંસળી બનાવેને સંત હરીના ગુણ ગાયરે
નાદ આકાશે ભ્રમણ કરેને પ્રભુજી બહુ ખુશી થાય. વ. ૧૨૨
જોશી દેવશંકર ગાંડાભાઈ સારાં ભજીયાં બનાવે ખડખડીઆં
કાઠીયાવાડી પેડા તીખી કળીઓ બનાવે અથાણા ચટણી
ફાફડીઆં વ. ૧૨૩
અમ્રતભુવન જુઓ ત્રીજા માળે છે લહેરીપુરાની પાસેરે
રાવળ ત્રંબકલાલ જીવતરામને, પૈસા આપે તે માલ ખાશે
વ. ૧૨૪
ગોવિંદ માધવ સેલાર કહે છે, ગરબી ગાઓ ખરા રાગરે
હાથ જોડી હું વિનતી કરૂં છું સદા ગાવામાં લેશો ભાગ વ. ૧૨૫

## ગરબી–સુબોધમાળા.

પ્રભાત કાલે શૌચ વિધી મુખમાર્જનકરી ઝટ ન્હાઇયેરે
ગ્રહકૃત્ય કરતાં પ્રભુને સ્મરતાં ઇશ દર્શને જઇએરે વ. ૧
મંગલ આર્તી પ્રસન્ન મુતિ જોઇને પ્રેમમન ધરીયેરે
જય જય નામે ઉભા પ્રભુ સામે વૈકુંઠમાં સુખી થૈયેરે.

સ્વાર્થ થયો પરમાર્થ રહયો તેથી ઝટપટ ઘેરનીત આવીએરે
પતી મન ધરતા જે પ્રેમ વધારતા સતી તેઓને કહીએરે
સાસુ નણુંદના, બોધ વચનનાં મંત્ર સદા નિત જપીએરે.
જેઠ જેઠાણીને સગાવાલાની સમજુતપર ચીત ધરીએરે
માબાપો સારાને બીજા નઠારા મનમાં એવુ નવ આણીએરે
યોગ્ય મન ધરીએ દીલમાં સંભારીએ વીવેક થકી કામ કરીએરે
દુનીયામો રહીયે વાકેફ થૈયે સંસારે સુખ લંએરે
છૈયા થયા મનમાં હારખાયા, માયામાં નવ લપટયેરે
સાંજ સવારે, ઘણા પ્રકારે, કુમાર કુવરી ભણાવીએરે
કલ્લા કુશલતા, સારી નિપુણતા, થયા પછી શું કરીએરે

રાગ—ગાજે ગગન ઘરરર ગગન ઘરરર ઝપકે વિજળીઓ ઝરરર.
મહાભારત જોઇ, સારા અરથ તમો, ખુશીની સાથે, સંભળાવો.
રાજા જન્મેજય, લેવા બધાશયા, વૈશંપાયનજીને, બોલાવો. કહે
રાજા પરીક્ષીતી જુવો તેમની સ્થીતી, શ્રીમત્‌ભાગવત કહે.
સંભળાવો. મને•
ભગવત ગીતાજી જુંયો કૃષ્ણ પિતાજી તેવો, કરીને છૈયાને બોધ
લલચાવો ॥

નીતી ધર્મની—ક્રીયા કર્મની—બધી વાતો કહી સમજાવો
નહી માને તેને ધમકાવો, સારૂ વર્તે તેના ગુણ ગાવો ॥
પ્રભુને જોવા, દર્શન લેવા આંખો હમોને, આપીરે
સ્તવન કરે મોઢું મનન કરે થોડુ જીંહ્વા હરીનાનામે સોંપીરે
કથા પુરાણુને સાંભળો કાને ભજન કરો લલકારીરે
ચરણ કમલના તુલસીદલના સુગંધ બહુ સુખકારીરે
હાથે પુજન કરી પ્રભુની માળા ફેરી પગે મંદીરમાં જઇએરે
સદા સુખી નહી રાખે દુઃખી પ્રભુ ઘણું આનંદમાં રહીએરે
શ્રવણ મનન નિજધ્યાસ ધરે ત્યારે સાક્ષાતકારે પ્રભુ જોઇએરે
ગોવિંદ માધવ કહેતરી જાવ ભવ ગુરૂના વચ શીર ધરીએરે
અંત સમયમાં શ્રી નારાયણ નામ મુખેથી કહીએરે




મરાઠી ભાસામાં સંગીત નવરા બાયકો અથવા પ્રીતી પ્રેમાચે હીગ દરસન એ પુસ્તક તૈયાર છે.



# જાહેર ખબર.



| | |
|---|---|
| વડોદરા શહેરનો સુંદર ગરબી, ભાગ ૨ જો. | થોડા દિવસમાં બહાર પડશે. |
| સંગિત પુણ્યશ્લોક—રત્નમાળા મરાઠી ભાષામાં. | (તૈયાર છે) |
| સંગિત મનુષ્ય જીવન ચરિત્ર ગુજરાતી. | થોડા દિવસમાં બહાર પડશે. |
| સંગિત કવાયત ચાર ભાષામાં. | " |

વિગેરેના કર્તા.

આપનો નમ્ર સેવક,

ગોવિંદરાવ માધવરાવ સેલાર.

ઠેકાણું—દાંડિયા બજાર કાકા સાહેબની પાગા પાસે,

મુ. વડોદરા.

'દેશી મિત્ર' એન્જીન પ્રિન્ટીંગ પ્રેસ—સુરત.